પ્રેમભક્તિ-ગ્રંથમાળા

# ગીતમંજરી

ન્હાનાલાલ દલપતરામ, કવિ

# પ્રેમભક્તિ-ગ્રંથમાળાના
# નવીન ગ્રન્થો

**પ્રથમાવૃત્તિની સાલ**

| | | |
|---|---|---|
| ૧૭, | શકુન્તલાનું સંભારણું | ૧૯૨૬ |
| ૧૮, | યુગપલટો અને મહાસુદર્શન | ૧૯૨૭ |
| ૧૯, | ઉદ્‌બોધન | ૧૯૨૭ |
| ૨૦, | અર્ધશતાબ્દિના અનુભવબોલ | ૧૯૨૭ |
| ૨૧, | સંસારમન્થન | ૧૯૨૭ |
| ૨૨, | વિશ્વગીતા | ૧૯૨૭ |
| ૨૩, | ઇન્દુકુમાર, અંક ૨ જો | ૧૯૨૭ |
| ૨૪, | ન્હાના ન્હાના રાસ, ભાગ ૨ જો | ૧૯૨૮ |
| ૨૫, | ગીતમંજરી | ૧૯૨૮ |

ત્રીજી આવૃત્તિ : વસન્તોત્સવ; જયા-જયન્ત; ઉષા

## ૧૯૨૮માં છપાશે

પ્રથમાવૃત્તિ : યોગપર્વણી; પાંચ ઉપનિષદો સમશ્લોકી;

બીજી આવૃત્તિ : શકુન્તલાનું સંભારણું; કેટલાંક કાવ્યો.

ત્રીજી આવૃત્તિ : ઇન્દુકુમાર, અંક ૧ લો.

છઠ્ઠી આવૃત્તિ : ન્હાના ન્હાના રાસ, ભાગ ૧ લો.

# પ્રેમભક્તિ-ગ્રન્થમાલા

| | | પ્રથમાવૃત્તિની સાલ |
|---|---|---|
| ૧, | કેટલાંક કાવ્યો, ભાગ ૧ લો | ૧૯૦૩ |
| ૨, | રાજસૂત્રોની કાવ્યત્રિપુટિ | ૧૯૦૩-૦૫-૧૧ |
| ૩, | વસન્તોત્સવ | ૧૯૦૫ |
| ૪, | કેટલાંક કાવ્યો, ભાગ ૨ જો | ૧૯૦૮ |
| ૫, | ઇન્દુકુમાર, અંક ૧ લો | ૧૯૦૯ |
| ૬, | ન્હાના ન્હાના રાસ, ભાગ ૧ લો | ૧૯૧૦ |
| ૭, | શ્રીમદ્ ભગવદ્ગીતા, સમશ્લોકી | ૧૯૧૦ |
| ૮, | જયા-જયન્ત | ૧૯૧૪ |
| ૯, | મેઘદૂત-સમશ્લોકી | ૧૯૧૭ |
| ૧૦, | ઉષા | ૧૯૧૮ |
| ૧૧, | ચિત્રદર્શનો | ૧૯૨૧ |
| ૧૨, | રાજર્ષિ ભરત | ૧૯૨૨ |
| ૧૩, | પ્રેમકુંજ | ૧૯૨૨ |
| ૧૪, | પ્રેમભક્તિ-ભજનાવલિ | ૧૯૨૪ |
| ૧૫, | સાહિત્યમન્થન | ૧૯૨૪ |
| ૧૬, | વૈષ્ણવી પ્રેમણ ગ્રન્થો, સમશ્લોકી | ૧૯૨૫ |

પ્રેમભક્તિ-ગ્રન્થમાળા

# ગીતમંજરી

ન્હાનાલાલ દલપતરામ કવિ

વિ. સં. ૧૯૮૪ ઈ. સ. ૧૯૨૮

કીંમત સવા રૂપીઓ

પ્રકાશક : ન્હાનાલાલ દલપતરામ કવિ,
ભદ્ર, અમદાવાદ

આવૃત્તિ પહેલી : પ્રત ૨૩૦૦

## પ્રેમભક્તિ-ગ્રન્થમાલાના આડતિયા

૧. **અમદાવાદ :** શ્રી જીવનલાલ અમરશી, પીરમશા રોડ
શ્રી ખડાયતા મુદ્રણકલા મન્દિર, ચાર રસ્તા
શ્રી સુન્દરીસુબોધ ઑફિસ, આકાશેઠ કૂવાની પોળ
શ્રી શંભુલાલ જગશી, માદલપુર

૨. **મુંબાઈ :** શ્રી ગુજરાતી પ્રેસ, કોટ
શ્રી જીવનલાલ એન્ડ સન્સ, ભાટિયા મહાજનવાડી, કાલકાદેવી
શ્રી સી. હિંમતલાલની કંપની, પોપટવાડી
શ્રી ગટુલાલ ને કંપની, પ્રાર્થનાસમાજ કને, ગિરગામ

૩, **સૂરત :** રા. કાલિદાસ શેલત, 'પ્રતાપ' ઑફિસ

૪, **ગોધરા :** રા. ભીખાભાઈ વ્યાસ, 'બાલક' ઑફિસ

૫, **કરાંચી :** મન્ત્રીજી, માતૃસેવામન્દિર, નાનકવાડા

૬, **વડોદરા :** શ્રી પુસ્તકાલય સહકારી મંડળ
શ્રી એમ. સી. કોઠારીની કંપની, રાવપુરા

૭, **કલકત્તા :** એસ. કુશળચન્દની કંપની, હેરિસન સ્ટ્રીટ

૮, **રંગુન :** એસ. કુશળચન્દની કંપની, ૩૨મી ગલી

૯, **રાજકોટ :** શ્રી બ્હેચર મેઘજી, પરામાં

૧૦, **ગોંડળ :** શ્રી પીપરિયા કંપની, ભોજપરા

૧૧, **નડિયાદ :** શ્રી બાલુભાઈ ફૂલચંદ શાહ, ઘોરા પોળ

મ્હારો ઝરૂખો વીર ! સાગરને તીર;
સાગરને તીર,
નીચે ઉછળે છે નીર :
મ્હારો ઝરૂખો વીર ! સાગરને તીર.

ધીરી ધીરી લહર બોલે બોલડા ગભીર;
બ્રહ્મની ઝકોર છાંટે દેવના સમીર;
ચન્દ્રવર્ણાં મોતી રમે રસનાં એ તીર;
આભને આંગણ વસે ત્ય્હાં આભના અમીર :

મ્હારો ઝરૂખો વીર ! સાગરને તીર.

## મ્હારાં ગીતો

તો ગુજરાત કને કંઈક વર્ષોથી છેઃ ગામડે ને શહેરે, જાહેર સમારંભોમાં ને ખાનગી મિત્રમંડળોમાં. લલિતજીએ સત્કારપૂર્વક ગાયાં છે. ૧૯૨૧માં "ચિત્રદર્શનો"નું પુસ્તક પ્રગટ થયું ત્યારે મારો ગીતસંગ્રહ છપાવવાનું વચન આપ્યું હતું. આજ સાતે વર્ષે તે પાળું છું, ને આ "ગીતમંજરી" ગુર્જર પ્રજાના કરકમલમાં ધરૂં છું. મ્હારા રાસ ને ભજનોના સંગ્રહ છપાયા છે; શબ્દચિત્રો ને રણગીતો નિરનિરાળાં પ્રગટ થયાં છે. એ ચારે અને આ પાંચમા સંગ્રહમાં સજાતીયતા પ્રત્યેક સંગ્રહનું ધોરણ છે. છતાં કોક કાવ્યો Overlapping species જેવાં હોય છે, ને જૂજ એવાં એકથી વધારે સંગ્રહમાં છપાયાં છે. બેત્રણેક સિવાય અન્ય ગીતોનો અનુક્રમ કક્કાવારી છે એ તો કહેવા જેવું યે નથી.

મ્હારી સાહિત્યોપાસનાની કદાચ નિર્બળમાં નિર્બળ કલા આ સંગ્રહમાં આજ દાખવું છું. ગાતાં-વગાડતાં મ્હને આવડતું નથી. મ્હારો કંઠ પુરૂષનો છે. હારમોનિયમ શીખવાના થોડાક પાઠ લીધા હતા ત્યારે ત્રીજે દિવસે અખંડ સૂરધારા વગાડી હતી. લલિતછન્દ ને 'રૂડા લાગો છો રાજેન્દર ! મન્દિર આવતા રે' એ ઠેરઓ : એ બે ગીતો ફીડલ ઉપર વગાડતાં પખવાડીએ શીખ્યો હતો. બંસી વગાડવાના કોડ હતા, તે ઘણા ઉધામા પછી કોડ જ રહ્યા છે. મણિભાઈ-કાન્તને ને મણિભાઈ-રણજિતરામને ને પઢિયારજીને મ્હારૂં ગાતું ગમતું. પણ કાન્તનો કંઠ તો મ્હારાથી યે ઘેરો-પૌરૂષેય હતો; અને રણજિતરામને ને પઢિયારજીને તો હતા સંગીત એટલે પરખશક.

છતાં હું જાણું છું કે મ્હારૂં ગાનું મિત્રમંડળને ગમે છે અને તે, ભાવતલ્લીનતા ઉપરાન્ત, એક કારણે: તાલ અને ઢાળની અખંડિતતાને લીધે ગાવામાં આવતા હીચના હિન્ડોલને કારણે. ઉસ્તાદી સંગીત મ્હને આવડતું નથી, મ્હને ગમતું યે નથી. પણ હીચના હિન્ડોલના મ્હને પરમ ભાવ ને આદર છે. કવિતામાં ડોલનનો હું રસિયો છું, સંગીતમાં ઝૂલનનો હું રસિયો છું. પરન્તુ મ્હને કે મિત્રોને ગમે છે તે જનતાને ગમશે જ એમ કંઇ કહેવાય નહિ.

અને આ "ગીતમંજરી"માં ઉસ્તાદી સંગીતના રાગો છેક જ નથી એમે નથી. 'જોગીડા ! વસમી આ વનની વાટ' એ એક ગીત એક જ બેઠકે સોળ નિરનિરાળાં રાગરાગણીમાં આપણા 'ઓલિયા જોશી'એ રાજકોટમાં ગાઇ સંભળાવ્યું હતું. 'પરમ પ્રેમ પરબ્રહ્મ'માં તાનસેનજીના 'પરથમ મણિ ઓહંકાર'ના કલ્યાણ તાલ ધ્રુપદની જમાવટ છે. 'એક જ્વાલા જલે તુજ નૈનનમાં' એ તો સર્વવિદિત લોકગત પ્રખ્યાત કવ્વાલી છે. 'ઉગે છે પ્રભાત આજ ધીમે ધીમે' એમાં પ્રભાતના બિભાસની છાયા છે. 'માનવનાવ' અને 'જગત ઝુલે રસઝોલે' એ ભૈરવીઓ છે. 'ઘન ગગન ચ્હડી કરે ઘોર શોર' એ મલ્લાર છે. 'પેલા આભઝરૂખે ઓલંગ' અને 'મ્હારો હીંચકો રે અમર વેલડીની માંહ્ય' એ બન્ને સારંગ છે. 'વેણુ લહરે ને દહરે' એ ધનાશ્રી તેમ જ ભૈરવમાં ગવાય છે. ઠુમરી ને સોરઠ, આશા ને માલકોશ ને જયદેવજીની એકાદી અષ્ટપદીનો ઢાળ આ સંગ્રહમાં શોધનાર કદાચ નિરાશ નહિ થાય. પણ એ સહુ સંગીતની પ્રેરણાનાં નહિ, જ્ઞાનનાં યે નહિ, અનુકરણનાં દૃષ્ટાન્તો છે. કેટલાંક ગીતોના નાટકિયા રાગો છે, કારણ કે નાટકોમાં ગાઈ ખૂબે તે જમાવેલાં હતાં.

ઉસ્તાદી સંગીત અને નૃત્ય ગુજરાતમાં પ્રથમથી જ ઓછાં છે; ને છે તે આજ દેવમન્દિરોમાં કે રામજણીઓને ત્હાં જઈને વસેલાં છે. સંસારને સિંહાસને એમને શી વિધિ પાછાં આણીને પધરાવવાં એ આજના આપણા સંસારશાસ્ત્રીઓએ ઉકેલવાનો એક સંસારકોયડો છે. વાર લાગશે, કલાકારો કેટલીક પછડાટો ખાશે: છતાં મ્હને તો આશા ને આસ્થા છે કે કુંજે કુંજે ને કુટુંબે કુટુંબે ન્હાનોમ્હોટો હિન્ડોલો ડોલે છે એ આપણા ગુર્જર સંસારે શાસ્ત્રીય સંગીત ને નૃત્ય પણ પાછાં પધારશે.

અને આજેય શું ગુજરાત સંગીતશૂન્ય કે નૃત્યભૂલેલો છે ? ગુજરાતના વસન્તોત્સવ જૂવો, શરદુત્સવ નિહાળો; શેરીશેરીના નવરાત્રિના ગરબા, તીર્થતીર્થના સમારંભ, શીવરાત્રિની શ્રાવણી પૂજાની પુનમપુનમની ભજનમંડળીઓને નિરખો; ને પછી, ઉચ્ચરનારાં ! અભિપ્રાય ઉચ્ચારો. ગુજરાત સંગીતસૂનો નથી, ગુજરાત નૃત્યસૂનો યે નથી. સાદું સુમધુર સહુસુલભ છતાં કલાવન્તું ને ભાવઉછળતું ગુજરાતનું સંસ્કારી સંગીત ને નૃત્ય સંસારઅભ્યાસીને ગુજરાતભરમાં નિરખાશે. ગુર્જર સંસારનાં શાસ્ત્રીય નૃત્યસંગીતની એ સારીગમ છે. એની સૂરાવટ ઘૂંટી ઘૂંટીને સંસારસંગીત રચશે તે સંસારશાસ્ત્રી સફળતા શીઘ્ર સાધશે.

પણ સંસાર ! ભૂલતો મા: પાપઉપાર્જન એ સૌન્દર્ય નથી, કે કલા નથી. કવિતા કળા કે સાહિત્ય; સંગીત નૃત્ય કે ચિત્ર: સંસારસુધારો નવઉત્સવસમારંભો કે અસહકાર; એ સૌમાં પવિત્રતા જેટલી પળાશે એટલાં પ્રજાજીવનમાં એ ઝીલાશે ને સત્કારાશે. કલા ને સૌન્દર્યના પાયા પ્રભુ જેટલા અમ્મર છે.

ફૂલડોલ. સં. ૧૯૮૪ — ન્હાનાલાલ દલપતરામ કવિ

૧

ગાઓ એ મહાકથા મનુષ્યમોહિની,

અહો ભારતકુલ !

બોલો એક કાલાતીત યશના યશબોલ હો !

કોટિ કોટિ નરનાર !

ગાઓ એક ગુણગાન :

એક મુખે, એક શબ્દે, એક ભાવે, ભારતકુલ !

ગાઓ એ મહાકથા મનુષ્યમોહિની,

અહો ભારતકુલ !

*

૨

અનુભવમાળા લખું કે ન લખું, તોયે શું?

ગહન મર્મો સુખદુઃખ બની આવે;
વીતકજાપો જપું કે ન જપું, તોયે શું?

મહાતત્ત્વો અશિથિલ ગૂંથાઈ બેઠાં;
હવે આંખો ભરું, કે ન ભરું, તોયે શું?

કૃપાઅશ્રુ પ્રિયનાં મળ્યાં હતાં તે;
કરુણગીતો રચું, કે ન રચું, તોયે શું?

હતાં વ્હાલાં અણમોલ વિખેરાયાં;
ભવન સાજે સજું કે ન સજું, તોયે શું?

અનુભવગીતો લખું, કે ન લખું તોયે શું?

૬

અમ કુંજ આજ પ્રેમનાં પર્વ,
ઉત્સવે પધારજો, રસદેવ ! ધ્રુવ.

રસઉત્સવિયા ઉત્સવ કરીશું,
પ્રેમદેવનાં પૂજન કરીશું;
અમારે ઉરઉર આજ વસન્ત,
સન્ત જન ! વધાવજો રસદેવ !

ઘરઘર આજ પ્રેમનાં પર્વ,
ઉત્સવે પધારજો, રસદેવ !

૨૫

૪

અમારે આંગણે તો એકદા કોયલ હતી પેલી:
છુપીને ડાળ બેઠી'તી, મધુર ગીત બોલતી ઘેલી.

ઊંડાં સ્મિત વેરતી રમતી નવલ રજની નભોમંડપ:
અને શશિરાજ મણિશૃંગે ઝુલવતા જ્યોત્સ્નિકાવેલી.

દિશાઓ ગાજતી ગીતે, ઉછાળા લેતું'તું હૈયું:
સખિ ! ક્યહાં એ સુણ્યું જહાંને ? ઉડી ગઈ કોકિલા ઘેલી.

વિરલ અન્ધાર વરસ્યા મેઘમંડળની ઘટા ડોલે:
ડૂબી અન્ધારમાં અવની, ડૂબી સૌ પૂર્વની કેલિ.

પધારો ઓ ! હવે દિલબર ! સુણાવો સૂર ત્હમારા એ:
ગહન નિઃશબ્દતા જગની નહીં તો ઉર જશે ફેલી.

*

પળે પળ જો ! ગગનપન્થે અમીદીપ લઈ ઉભી તારા:
જગતના સ્નેહીઓને ન્હોતરે એની અમૃતહેલી.

હજો અન્ધાર કે જ્યોત્સ્ના, હજો ગીતશબ્દ કે શાન્તિ:
હૃદય ઉછળે હૃદય મળતાં, હૃદયઉર્મિ ન કો છેલ્લી.

ઉગી એ આશની તારા, નયન ચોટ્યાં ત્યહાં રહેશે;
જીવનની તારલી ! ત્હારે કિરણ મુજ હોડી મ્હેં મ્હેલી.

કદી તો તો સુહાગી સાડીમાં સન્તાઇને ત્હારી
વદીશ, મુખભાવ તુજ પીતાં, હૃદયની વાત, અલબેલી !

—કદી સુકુમાર ગુલસૌન્દર્યના તુજ તેજમાં રસીલી !
કહીશ મધુહાસ તુજ ઝીલતાં, હૃદયની વાત, અલબેલી !
હૃદયની વાત, અલબેલી !

*

૯

અમે અખંડ યૌવનની મૂર્તિઓ !

અમે આશાઉલ્લાસ કેરી ઊર્મિઓ !
અમે પ્રકૃતિના અંગમાંની શક્તિઓ !
કોઈ લેશો ? કોઈ લેશો ?
કોઈ લેશો ? કોઈ લેશો ?
અમે અખંડ યૌવનની મૂર્તિઓ !

અમે આકાશવાસીઓ,
દેવોની દાસીઓ,
પ્રેમીની પ્યાસીઓ, જી !
કોઈ લેશો ? કોઈ લેશો ?
કોઈ લેશો ? કોઈ લેશો ?
અમે અખંડ યૌવનની મૂર્તિઓ !

૬

અહો ! આથમે આળપંપાળ, અંગોઅંગ ફોરાં ફૂટે ;
આધે-આધે અનન્તની પાળ પ્રભુની પ્રભા પ્રગટે.

જો ! સંકારાયે વિશ્વકોર, કંઈ કોટિકિરણ સવિતા પ્રગટે :
કંઈ તિમિર હસે, કંઈ જગ વિલસે :
જો ! સાગરગભીરા ગગનતટે.

પણે ક્ષિતિજનું ગોપન્યું, વીર ! ધીમે ધીમે જો ! ઉઘટે :
જોને ! બ્રહ્માંડની કીકી તીર ચાંદીનું કિરણ સ્ફુટે.

ઓ ! ફાટે ગેબની ગુફા, મંહી જો ! નૂરપૂર ઉછળે, વ્હાલાં !
કંઈ અગમ રમે, આ દિલ હુલસે,
જો ! પરબ્રહ્મનાં અજવાળાં.

અહો ! આથમે જગઅન્ધકાર, આનન્દફૂવારા ફૂટે :
આધે-આધે બ્રહ્માંડની પાર બ્રહ્માનન્દ જો ! પ્રગટે :
આધે-આધે, ને આત્મા મોઝાર પરમાનન્દ જો ! ઉછરે.

૭

અહો ! જગતઝાળમાં તપ્યાં તપસ્વીઓ !
આત્મછાંયડીને શોધતા મુમુક્ષુઓ !

પ્રેમકુંજની ઘટાઓ છે સોહામણી.
રસની વાડીની વસન્ત છે રળિયામણી.

આંહી પ્રેમ કેરા ભવ્ય જગતપ્રાણ છે;
આંહી સનાતન તીર્થ ને કલ્યાણ છે.

રમણબોમ શી વિશાલ છે અગાસીઓ,
ત્હાં પધારજો, રસપન્થના પ્રવાસીઓ !

પરમ પ્રેમનાં પૂજારી હો તે આવજો !
હૃદયથાળમાં પૂજાપો ભરી લાવજો !

*

૮

અહો ! જંગી તણા જયકાર
　　　　બધું બ્રહ્માંડ ભરે;
હરિના ધ્વજનો ધરનાર
　　　　જગે જયયાત્રા કરે.

યુદ્ધ જીત્યો રણસ્થંભ જીત્યો જેહ,
　　　　લોક જીત્યો જેણે ક્રોધને જીત્યો;
લક્ષ્મી જીત્યો જેણે લોભ જીત્યો,
　　　　કંઇ દુઃખ જીત્યો જેણે શોકને જીત્યો;

ઇન્દ્ર જીત્યો જેણે યત્ન જીત્યો,
　　　　અંહી મોક્ષ જીત્યો જેણે આનન્દ જીત્યો;

વિશ્વ જીત્યો જેણે કામ જીત્યો,
    અને બ્રહ્મ જીત્યો જેણે આતમ જીત્યો.

હરિના ધ્વજનો ધરનાર,
    જગે જયયાત્રા કરે;
અહો ! જોગી તણા જયકાર
    ગાજું બ્રહ્માંડ ભરે.

*

૧

અહો ! દૂર દૂર ફરના દરવેશ ! હો યોગીન્દ્ર !
આપો દેવના યે દેવના સન્દેશ, હો યોગીન્દ્ર !

આપો દુઃખિયાંને એક દેવબોલ, હો યોગીન્દ્ર !
આપો માનવીને એક અભકોલ, હો યોગીન્દ્ર !

અહો ! અધૂરાં પૂરાય એવી આશ, હો યોગીન્દ્ર !
આપો અન્ધારાં ઉજાળે એ ઉજાસ, હો યોગીન્દ્ર !

અહો ! સદન સદન પુણ્યના સુવાસ, હો યોગીન્દ્ર !
આપો પ્રાણ-પ્રાણ પ્રભુજીના વાસ, હો યોગીન્દ્ર !

*

૧૦

અહો ! ધન્ય-ધન્ય ! હો !
બ્રહ્માંડ કહે છે કે બ્રહ્મ છે:
અહો ! ધન્ય-ધન્ય ! હો !
દુનિયાં કહે છે કે દેવ છે.

વડાં પાથર્યાં આભનાં પત્ર કાળાં,
લખ્યા તેજના શબ્દથી મન્ત્રમાળા:
દિશાકાલદોરે ગૂંથ્યાં સૌ ખગોળે :
મહાગ્રન્થ બ્રહ્માંડનો બ્રહ્મ બોલે.

અહો ધન્ય ધન્ય હો !
બ્રહ્માંડ કહે છે કે બ્રહ્મ છે.

*

## ૧૧

અહો પ્રેમજ્યોતિ ! પરમ પ્રેમજ્યોતિ !
મહાવિશ્વ તુજ આરતી વધાવે :
ચારુ રવિચન્દ્રની કાન્તિને ઝંખવે
તુજ શિખા એવી જગ આવે.

આત્મનાં કિરણ જગદાત્મનાં કિરણ શું
આયુભરની ગૂંથે ગ્રન્થી,
જ્યોત શું જ્યોત ભળી હોય ઉદ્યોત,
તે ઓળખે પ્રેમનાં પન્થી :
અહો પ્રેમજ્યોતિ ! પરમ પ્રેમજ્યોતિ !

હૃદયને ધામ, ને નયનને ગોખ,
ને ગગનની અગાસીને ખોળે,
સકલ રસસાર સંસારસિંહાસને
ડોલતા દીપ અમી ઢોળે :
અહો પ્રેમજ્યોતિ ! પરમ પ્રેમજ્યોતિ !

૧૨

અહો! પ્રેમના પરિમલે પ્રકાશતું
રે! મ્હારૂં ચંપાનું ફૂલ. ધ્રુવ.

કેસર પીળેલ, કુંકુમકંકોળેલ,
આંખડલી શું અમૂલ:
અધરામૃત સમું અમૃતે ભરેલું,
ભમરા! એ કાં ભુલ?
રે! મ્હારૂં ચંપાનું ફૂલ.

વદનકટારી શું વિલાસતું
રે! મ્હારૂં ચંપાનું ફૂલ:
અહો! હૃદયકટારી શું વિહાસતું
રે! મ્હારૂં ચંપાનું ફૂલ.

*

## ૧૩

આવજો-આવજો યમુનાઘાટ, ત્યહાં મળશું.
આવજો-આવજો, ગાયો લાવજો,
ત્યહાં ચરાવજો,
આવજો યમુનાઘાટ, ત્યહાં મળશું. ધ્રુવ

એક ગીત ગાઉં ત્યહાં તો બીજી ગીત ઉચરે:
વ્હાલાંની જોઉં હું જશતાર વાટ :
યમુનાઘાટ, ત્યહાં મળશું.

આંસુડાં ન નીતરે, ન ચેન મ્હારાં ઉતરે:
વિરમે ન આંખના ઉચાટ :
યમુનાઘાટ, ત્યહાં મળશું.

પધારો, પધારો, એક તરસ દરસની:
પ્રાણ કેરા માંડી મ્હેલ્યા પાટ,
યમુનાઘાટ, ત્હાં મળશું.

ફૂલડાં ફ્હોરશું, પીશું ને પાશું:
મટુકી ભરી લઇશું જગને માટ:
યમુનાઘાટ, ત્હાં મળશું.

ઘેરી-ઘેરી મોરલીમાં સાગરના શબ્દ વાજો:
લખજો બ્રહ્મલેખ મ્હારે લલાટ,
યમુનાઘાટ, ત્હાં મળશું.

આવજો-આવજો યમુનાઘાટ, ત્હાં મળશું:
આવજો—આવજો, હૈયાં લાવજો
ત્હાં ચરાવજો,
રસયમુનાને ઘાટ, ત્હાં મળશું.

## ૧૪

આવો અમારે આંગણે, આવો કદી કદી:
વાળી સમાર્યો ચોક, ત્યાં આવો કદી કદી.

વિલાસો સ્વર્ગના વેરી ભર્યો ભૂરો તવ દેશ:
ગરીબીના કંટક ગોખે આવો કદી કદી.

નથી ઉપહાર જેવું કંઇ, હતું તે સૌ ખોયું:
નમન તવ પ્રેમ પાક્ષવંડ, આવો કદી કદી.

નથી કંઇ પુણ્યનાં પુષ્પે સજેલા આ આવાસ:
ટપકતે પાપને મંડપ આવો કદી કદી.

નયન ઝીલી શકે ના તેજ ઝળહળતાં વરવાન:
મધુરમધુરી કળા ખીલી આવો કદી કદી.

સુહાવી વિશ્વના અન્ધાર અમૃતને પગલે,
કૃપાથી આંખડી આંજી આવો કદી કદી.

દેવી ! અમારે આંગણે આવો કદી કદી;
પૂરો હૃદયનો ચોક, ત્હાં આવો કદી કદી:
આવો અમારે આંગણે, આવો કદી કદી.



૧૯

આવો—આવો !

આવો—આવો, સન્તન સહુ ! આવો-આવો !

ગાવો—ગાવો, આશાગીત ગાવો—ગાવો !

આશ ભર્યા, યૌવન ભર્યા, જીવન ભર્યા

આવો—આવો !

યજ્ઞ કેરાં ઓજસ્ ઓપે, દર્શન શો, તમસ લોપે;

ઉર—ઉર જ્યોતિ રોપે: આવો—આવો !

આશ ભર્યા, યૌવન ભર્યા વિ.

ઉર્મિ સમો ધ્વજ ઉડે, નિરાશા-નિઃશ્રદ્ધા બુડે

આશાને મન્દિરે રૂડે આવો—આવો !

આશ ભર્યા, યૌવન ભર્યા વિ.

આત્મ શું વિશાળ વ્યોમ, પ્રેમભક્તિની આ ભોમ:

બ્રહ્મ વહે રોમરોમ: આવો-આવો !

આશ ભર્યા, યૌવન ભર્યા વિ.

## ૧૬

ઉગે છે પ્રભાત આજ ધીમે ધીમે;
ઉગે છે ઉષાનું રાજ્ય ધીમે ધીમે;
ઉગે છે પ્રભાત આજ ધીમે ધીમે.

રજનીની ચુંદડીના
છેડાના હીરલા શા
ડુબે છે તારલા આજ ધીમે ધીમેઃ
ઉગે છે પ્રભાત આજ ધીમે ધીમે.

પરમ પ્રકાશ ખીલે,
અરુણનાં અંગ ઝીલે :
જાગે પ્રભુ વિશ્વમાં આજ ધીમે ધીમે:
જાગે પ્રભુ જીવમાં આજ ધીમે ધીમે:
ઉગે છે પ્રભાત આજ ધીમે ધીમે.

## ૧૭

ઉંચાં આકાશ, મ્હારી બ્હેનડી !

આભલાંની આછી આછી ચુંદડી !

માંહી તારાની ભાત—

માંહી તારાની ભાત:

ઉંચાં આકાશ, મ્હારી બ્હેનડી !

વગડે ને વગડે કે વેલડી ;

માંહી ફૂલડાંની ભાત-

માંહી ફૂલડાંની ભાત:

ઉંચાં આકાશ, મ્હારી બ્હેનડી !

*

## ૧૮

એક જ્વાલા જલે તુજ નેનનમાં,
રસજ્યોત નિહાળી નમું–હું નમું;
એક વીજ ઝલે નભમંડલમાં,
રસજ્યોત નિહાળી નમું–હું નમું.

મધરાતના પ્હોર અઘોર હતા;
અન્ધકારના દોર જ ઓર હતા;
તુજ નેનમાં મોરચકોર હતા:
રસજ્યોત નિહાળી નમું–હું નમું

અહા ! વિશ્વનાં દ્વાર ખુલ્યાં-ઉછળ્યાં;
અહા ! અવધૂતને બ્રહ્મયોગ મળ્યા;
અહા ! લોચન લોચન માંહિ ઢળ્યાં:
રસજ્યોત નિહાળી નમું-હું નમું.

દગઆણુથી પ્રારબ્ધ લેખ લખ્યો;
કંઈ પ્રેમીએ પ્રેમપથી પરખ્યો;
અને આત્માએ આત્મનને ઓળખ્યો:
રસજ્યોત નિહાળી નમું-હું નમું.

*

## ૧૯

ગાય શા ગુણાનુવાદ ત્હારા ! કહો જયતિ જય !
જયતિ જય પ્રેમજ્યોતિ ! ત્હારા, અહો ! જયતિ જય !
દેશદેશે, ખંડખંડે, ભોમભોમે
જયતિ જય !

જયતિ જય ! જીવનજ્યોત !
જયતિ જય ! ઉરઉદ્યોત !
જયતિ જય ! ઓતપ્રોત !
આયુની રસધારા : અહો ! જયતિ જય !
ગાય શા ગુણાનુવાદ ત્હારા ! વિ.

લોકલોકનો ઉજાસ,
દેવદેવનો સુવાસ,
યુગયુગનો એ ઉચ્છ્વાસ
પરમ પ્રેમનો પ્રકાશ :
ગાય શા ગુણાનુવાદ ત્હારા ! વિ.

દેશદેશે ખંડખંડે ભોમભોમે
ગાઓ, સહુ મહિમા એ ગાઓ-ગાઓ.

નરઉરના નારીપૂજન,
નારીઉરના નરપૂજન,
ગાઓ—ગાઓ.

દેશદેશે ખંડખંડે ભોમભોમે વિશ્વવિશ્વે
ગાઓ, સહુ મહિમા એ ગાઓ—ગાઓ.

ગાય શા ગુણાનુવાદ તારા ! કહો જયતિ જય !

*

## ૨૦

ઘન ગગન ત્હૂટી કરે ઘોર શોર;
ભણે તુજ કુલયશના જોર—દોર;
ઘન ગગન ત્હૂટી કરે ઘોર શોર.

નિરખો ઉલ્લસ, નૃપ! ભર્યા ભોર.
વનોવન ગરજે, નૃપ! મોર મોર;

આણ્યા જલઝકોર
ઉગંત પહોર
ભણે બિરદ ઓર
નૃપ! ઠોર ઠોર.

ઘન! ગગન ત્હૂટી કરે ઘોર શોર.

## ૨૧

ચાલો, ચાલો, સલૂણી ! રસકુંજમાં.

ચાલો, ચતુર સુજાણ !
ઉગ્યા નયનોમાં ભાણ:
મ્હારા પરમ કલ્યાણ !
રસકુંજમાં.

ચાલો રસની સરિતાને ઘાટ હો !
ચાલો ફૂલડાં ને વેલી પૂરે વાટ હો !
મ્હારા રસિયાને માટ
રસકુંજમાં.

ખીલ્યો સુન્દર શો બાગ ! ( ૨ )

મીઠા મધુરા પરાગ: ( ૨ )

મ્હારાં અખંડ સૌભાગ્ય !

રસકુંજમાં.

ચાલો, ચાલો, સજણી ! રસકુંજમાં.

❦

## ૨૨

ચાલો, વતનની કુંજ નિહાળો, સખિ!

આજે પ્રેમભૂખી મ્હારી આંખડીઓ:

ચાલો, વતનવિસામે વિરામો, સખિ!

આજે પન્થથાકી મ્હારી ચાખડીઓ. ધ્રુવ

કંઈ કુદરત લોલ-વિલોલ દીઠી,

કંઈ સુન્દરતાની સુરમ્ય પીઠી:

પણ વતનની વાત તો ઓર મીઠી:

આજે પ્રેમભૂખી મ્હારી આંખડીઓ;

કંઇ અચરજ મ્હારે ભૂગોલ હતો,
કંઇ તગતગ રાત ખગોલ હતો :
પણ ઘડી ઘડી રાહુ સનકાર હતો:
    આજે પન્થથાકી મ્હારી આંખડીઓ.

એહ બાલપણાનાં મીઠાં સ્મરણાં,
એહ યૌવનની કંઇ રસરમણા !
દગદગથી વહે પ્રેમનાં ઝરણાં !
    આજે પ્રેમભૂખી મ્હારી આંખડીઓ !

૨૬

જગત ઝૂલે રસઝોલે,
અદ્‌ભુત કો પ્રેમને હિન્ડોલે,
હિન્ડોલે, હિન્ડોલે:
ઝૂલે રસઝોલે.

ભરતી અનન્ત ડોલે,
બ્રહ્માંડો ભીંજે છોળે,
પરબ્રહ્મ ફરે ખોળે:

ઉરે-ઉરે કોકિલા કો બોલે,
કલ્લોલે, વિલોલે:
ઝૂલે રસઝોલે.

*

વરસ એ મેહુલે જ્યારે,
બીજાંય જગને સુધાધારે:
જોઉં તુજ વાટ ભવચારે,
જન્માંતરસ્થાંના આત્મન્ તો.

જગતની ભૂલભૂલામણીમાં
રખે ! બાપુ ! ભૂલા પડતો.

## ૨૯

જયતુ ! અયિ ! જયતુ ! જગજ્જોધ ! ત્હારા.

કોટિ ભટ વીરના શૌર્ય શું શૌર્ય હો !
કોટિ ગજસિંહના જોમ શું જોમ હો !

કોટિ નરનારની ભક્તિ શી શક્તિ હો !
કોટિ રવિચન્દ્રની કાન્તિ શી કીર્તિ હો !

હસ્તે ખડ્ગપુંજ હો !
પાલવે અભય હો !
નેત્ર સુરઅગ્નિ હો !
ભાલે જયજ્યોત હો !
જયતુ ! અયિ ! જયતુ ! જગજ્જોધ ! ત્હારા.

## ૨૬

જય ત્રિભુવનેશ્વરી !

જય લોકલોકની વિધાત્રિ ! જય મહેશ્વરી !

જય સદ્બુદ્ધિ ! સ્મૃતિ ! ધૃતિ ! જય પુણ્યપ્રેરણા !
જય ત્રિગુણાત્મની માયા ! જય જગઆદેશના !
જય મહાશક્તિ ! દુર્ગે ! જય વિશ્વચેતના !
જય ત્રિભુવનેશ્વરી !

જય આશાપૂરી ! સદ્પ્રકાશિનિ ! પૂર્ણકલા હો !
જય જીવનશ્રી ! સુન્દરતા ! સ્વર્ગ સુધા હો !
જય બ્રહ્મલીલા ! બ્રહ્મજાયા ! બ્રહ્મપ્રભા હો !
જય ત્રિભુવનેશ્વરી !

જય શ્રધ્ધે !     જયધ્વજધારી વિશ્વવિજયિની !

જય ધાત્રી વિભુ વિરાટની ! જય સર્વપાવની !

જય જગજ્જનની અંબે ! જય બ્રહ્મસ્વામિની !

જય ત્રિભુવનેશ્વરી !

જય લોકલોકની વિધાત્રી ! જય મહેશ્વરી !



## ૨૭

જયના જ્યોતિ જગત વધાવશે:

એવાં અમરોનાં બાળ,

એવાં અમરોનાં બાળ :

જયના જ્યોતિ જગત વધાવશે.

એને વદને વસન્ત કેરાં ફૂલડાં ઊગે:

એને નયને તો સૂર્યના પ્રતાપ ઝગઝગે:

એને હૈયે

તો ! એને હૈયે

તો મેઘની ઉદારતા લ્હે :

એવાં અમરોનાં બાળ,

એવાં અમરોનાં બાળ

જયના જ્યોતિ જગત વધાવશે.

---

૧૮

જય ! જય ! કુમાર ! આવો,
સાહેલી સહુ ! વધાવો;
આનન્દ આનન્દ આજે, વિજય વાજે
દિશદિશ ગાજે :
યશકુમાર ! આવો,
સાહેલી સહુ ! વધાવો.
જય ! જય ! કુમાર ! આવો.

જગત જૂવે છે વાટડી, હો ! આવો;
અમૃત આણ્યાં તે લોકને ધરાવો;
સુરના સન્દેશ પૃથ્વિને સુણાવો :

દેવનાં દુંદુભી વાગે,

બ્રહ્માંડ જાગે,

જયપરાગે

યશકુમાર ! આવો,

સાહેલી સહુ ! વધાવો

જય ! જય ! કુમાર ! આવો.



## ૨૯

જરા બાલાને બળતી બચાવો, સજન!
બાલાને બળતી બચાવો રે,
જરા બાલાને બળતી બચાવો, સજન!

આશા ભર્યાં ઉછરતાં પ્રિય બાલબાલા,
સંસાર મધ્ય વડવાનળ કેરી જ્વાલા:
બાલાને બળતી બચાવો રે,
જરા બાલાને બળતી બચાવો, સજન

પોષ્યાં દૂધે અમૃતથી અજવાળી ગોરાં,
તે વત્સ કાજ વિષઅશ્રુ તણા કટોરા:
બાલાને બળતી બચાવો રે,
જરા બાલાને બળતી બચાવો, સજન!

૩૦

જરી તં શાન્ત લજ્જા ધાર.

લોલવિલોલ કપોલનો ત્હારો ગુલરેખ મોહનમંત્ર
સહૃદય કોઇ કુમારના કદી કરશે સ્નેહ અતન્ત્ર:
અહો! તુજ મદભર ગુલગુલશાન.

ઉંચે ઉગે જો! આકાશમાં શાણી ચન્દ્રીની શરદની રેખ;
શીતળ ત્હેની સાન્ત્વના ભૂંશી નયનશરે ન આલેખ
સખિ! રસમસ્તાનો આનન્દ.

ફૂલગુલાબી ત્હારી ઓઢણી, ત્હેમાં છૂપલા છાયા મોર;
ઢાળી દૃષ્ટે ત્હેને પ્રેર ના, એ તો મુગ્ધ હૃદયના ચોર:
હૃદયપટ તુજ પર નર્તન્તા.

મરકલડાં મીઠાં મુખનાં, મધુવદતા વદનના વિલાસ,
સ્નેહભૂખ્યા કોઈ સ્નેહીનું ઊંડું હૃદય ચીરી લેશે આશઃ
મનોગમ એ મુખના સન્દેશ.

વારી લે, જરી વારી લે ત્હારા રમતા રસીલા એ ભાવ;
ખોટું હૃદયનું ખેંચવું ત્હેમાં લાડકડી ! નથી લ્હાવ:
પ્રભુનાં જો ! નયનો નિરખે.

શીલ્પીએ ઘડી રાજપૂતણી, કાંઇ પૂર્યાં ચિતારે મંહી રંગ:
તુજ હસતું વદન કોણ દોરશે ? પેલો રમ્ય હૃદયઉછરંગ
ગહન નયનોમાં ઝળહળતો ?

❧

## ૧૧

જોગીડા ! વસમી આ વનની વાટ.
વસમી–વસમી
વસમી આ વનની વાટ
જોગીડા ! વસમી આ વનની વાટ

નથી વડલા કે વિસામા વનમાં,
નથી નદીઓને ઘાટ :
જોગીડા ! વસમી આ વનની વાટ.

આથમે દિન, પણ કદી યે ન આથમે
અન્તર કેરા ઉચાટ :
જોગીડા ! વસમી આ વનની વાટ.

## ૩૨

ઝીલો પ્યારે ! ઝીલો જલ જે ઝીલાયું;
અમારી આંખમાં નહિ આંસુ માયું.

જમીન પડશે, જમીન જલશે સદા તો;
પધારો, ગોદમાં લ્યો ગો નમાયું.

પલક-ઘડી યે ન શંભ્યું તે; અરેરે !
હજીયું નીર વહી ચોધાર લાયું.

વિધિ ! તુજને શું ઠપકો વાર ! દેવા ?
અમીપ્યાલો બતાવી ઝેર પાયું.

ઊંધાં જમણે કરે જે કામ ભવમાં,
શું ડાબે હાથ ફલ આ તેહેનું લ્હાયું ?

પ્રભો ! ક્યહાં આજ બેઠા નેત્ર મીંચી ?
રહે આ બાળુડું, નથી જો ! પરાયું.

રુદન ! ઊઠ, ફોડ નભ પ્રભુને જગાડી:
નથી ચેતન કદી જડમાં સમાયું.

૩૬

તરછોડો શું હાથ ?

પ્રિયંવર ! શું તરછોડો હાથ ?

તરછોડી હૈયે થકી જાવ તો

જાણું ખરા જગનાથ :

પ્રિયંવર ! શું તરછોડો હાથ ?

નહિ છૂટે સંગાથ :

પ્રિયંવર ! શું તરછોડો હાથ ?

ॐ

## ૩૪

દિલનાં પીંજરમાં પૂરાણી પ્રેમની પંખિણી:
મનની મનાઇ ત્ય્હાં મહારાણી, પ્રેમની પંખિણી.

માપી લીધો મહાસિન્ધુ જેમ અંજલિએ,
માપી લીધો પ્રેમસિન્ધુ એમ એક મીટે:

પછી આવરીને આંખડી ઉભી રહી, સખિ !
પછી ઢાળી દગપાંખડી ઢળી રહી, સખિ !
દિલનાં પીંજરમાં પૂરાણી પ્રેમની પંખિણી.

આત્મડાળે બેઠી જોતી આકાશમાં,
જીવનવનમાં ઉડન્તી જે ઉલ્લાસમાં,
હવે પંખિણી પૂરાણી પીંજરપાશમાં,
રસનાં ફૂલડાંની સુવાસમાં,
અણદીઠાં અમૃતની આશમાં:
દિલનાં પીંજરમાં પૂરાણી પ્રેમની પંખિણી.

૩૯

દેવ દેવભાગથી સન્તોખજો રે,
દેવ ત્હમને સન્તોખશે;
હરિનાં હવિ સદા સમર્પજો રે,
હરિ ત્હમને હસાવશે.

ત્હને જગની વિભૂતિઓ વધાવજો:
ત્હને દેવતાઓ દિવ્યતા સજાવજો;
અમરનાથ અમર કીર્તિથી સુહાવજોઃ

કાળના કિરીટ પ્હેરજો, બાળ!
વરીશ, જા, વૈજયન્તી વરમાળ.

દેવ દેવભાગથી સન્તોખજો રે વિ.

३६

ધન્ય હો ! ધન્ય જ પુણ્યપ્રદેશ !
આપણો ગુણિયલ ગુર્જર દેશ :
કૃષ્ણચન્દ્રની કૌમુદીઉજળો,
કીધ પ્રભુએ ય સ્વદેશ :
આપણો ગુણિયલ ગુર્જર દેશ.

આર્યનું સાગરતીર્થ પુરાણ,
તપોવન ભૃગુવસિષ્ઠના બાણ;
ગીતાના ગાનારા મહારાજ
પાર્થના સારથીનાં જ્યાં રાજ્ય :

મીસરોમથી ય જૂનાં,
કુરુપાંડવથી યે પ્રાચીન,
સોમનાથ, ગિરિનગર, દ્વારિકા :
યુગયુગ ધ્યાનવિલીન :
ઉભીને કાલસિન્ધુને તીર,
બજાવે બંસરી ભવ્ય સુધીર.

ધન્ય હો ! ધન્ય જ પુણ્યપ્રદેશ.

❧

૩૭

નમેરા એ હૃદયના ભાવ, વ્હાલી!
તથાપિ ઉર લે રસલ્હાવ, વ્હાલી!

મહાતોફાન જીવનમાં છવાયાં;
રમો તુજ વ્યોમમાં રવિતેજ, વ્હાલી!

મળ્યું સૌભાગ્ય, ચિર ત્હારૂં વિરાજો!
વધાવીશું વળી આનન્દ, વ્હાલી!

અહો! મુજ કંટકો વેરેલ શય્યા;
ગુલાબી આવજો તુજ નીંદ, વ્હાલી!

પ્રલા ને મંજરીના હાર ગૂંથી
ધરાવો દેવસખી તુજ શીર્ષ, વ્હાલી!

વિમલ સ્નેહાંજલિથી પાય ધોવા,
રહ્યાં તે રાત્રિનાં મુજ સ્વપ્ન, વ્હાલી !

પ્રકાશે તેજ ભરી આકાશ તારા;
ઊંડાં અન્ધારનાં મુજ ગીત, વ્હાલી !

ધીરી; અયિ ! બન્ધનો તોડી ઉડીશું;
ભર્યા સ્નેહે પ્રભુના દેશ, વ્હાલી !



## ૩૮

નયણાં મ્હારાં નીતરે,
કોઈ લ્યો નયણાંની ધાર:
સાગર મ્હારા છીળે,
કોઈ લ્યો સાગરની સાર.

અભ્યાગતનાં આંસુડાં,
કોઈ લ્યો હૈયડાંના ભાર;
પરમારથનાં ફૂલડાં
ફ્હોઈ આપો કો આધાર:
હો ! કોઈ લ્યો નયણાંની ધાર.

સ્મરણે સંકટ સાંપડ્યાં,
　　કેમ દ્યો સ્મરણોનાં હાર;
કરણે કારણ ના જડ્યાં,
　　કેમ ફૂલો કરણોનાં કાર :
　　હા ! કેમ લ્યો નયણાંની ધાર.

ઉરના સાગર છીછરે,
　　કેમ લ્યો ઉર ફેરી સાર;
નયણે આતમા નીતરે,
　　કેમ લ્યો આતમાની ધાર :
　　હા ! કેમ લ્યો નયણાંની ધાર.

*

### ૩૦

નેણલાંનાં કિરણ કેરી કૂંચીએ હૈયાં ઉઘાડજે !
રેલશે રતનભંડાર,
દેવ ! હૈયાં ઉઘાડજે !

વાયુની વિહારલહરીએ ચડી હૈયાં ઉઘાડજે !
ગિરિવરનાં ખોલજે દ્વાર,
દેવ ! હૈયાં ઉઘાડજે !

આભલાંની પાંખે બેસી ઉડજે. હૈયાં ઉઘાડજે !
ગગનઘુમ્મટ ઝંકારે બાર,
દેવ ! હૈયાં ઉઘાડજે !

નેણલાંનાં કિરણ કેરી કૂંચીએ હૈયાં ઉઘાડજે !

૪૦

નેણલે પધરાવી ચન્દ્ર ! પૂજું-પૂજાવું,
મ્હારા રસિયાને કંઇક ત્હારાં હાસ જો હસાવ;
મ્હારા રસિયાને કંઇક ત્હારાં હાસ જો હસાવ.

ફૂલ્યાં ફૂલડાં સલૂણાં કોડ કહી જશે;
આવી વિધુમુખી વસન્ત રાજ ! વહી જશે;
મોંઘા મનના મનોરથો ય રહી જશે :

પિયુ ! કોકિલા બોલાવે, આંબામંજરી ઝૂલાવે,
ચન્દ્રદેવ આ મનાવે, રસિકરાજ ! હો મનાવ;
રસિકરાજ ! હો મનાવ.

નેણલે પધરાવી ચન્દ્ર ! પૂજું-પૂજાવું,
મ્હારા રસિયાને કંઇક ત્હારાં હાસ જો હસાવ.

※

૪૧

પધારો, પંખીડાં પરદેશવાસી હો !
પધારો, મોકળી છે અમ અગાસી હો !

કુશળ છે ત્હાં પ્રજા ને સૌ પ્રજાના પાલ ?
કુશળ છે રાજ ! ત્હાં મિત્રોની રાશી હો !

કુશળ વાયા અનિલ પન્થે પ્રભુપ્રેરેલ ?
કથા કંઇ તો કહો, વ્હાલાં પ્રવાસી હો !

કહો, ચાંદી સખા ! કે પાતળી રજની ?
પ્રભા જેવી મધુરમધુ ત્હાં વિલાસી હો !

પધારો આગળો ઉઘાડ઼ે છે અન્તરના :
 વિરાજો દેવસંગે દિવ્યવાસી હો !

પૂજીશું દેવ સમ, પૂજીશું ફુલ સાથે :
 વીંઝી પાંખો ઉડાવો રજ સુવાસી હો !

અને—કાંઇ ખબર હશો સખા કેરી ?
 તમે આવ્યાં છતાં યે શું ઉદાસી હો ?

પધારો, પંખીડાં ! મુજ પ્રાણવાસી હો !
 પધારો, મોકળી છે ઉરઅગાસી હો !

## ૪૨

પરમ પ્રેમ પરબ્રહ્મ.

માત પ્રેમ, તાત પ્રેમ, પુત્ર પ્રેમ, પુત્રી પ્રેમ:
દમ્પતીના દેવ પ્રેમ, પ્રેમ છે સંસારસાર :
પરમ પ્રેમ પરબ્રહ્મ.

દયા પ્રેમ, દાન પ્રેમ, ભક્તિ પ્રેમ, જ્ઞાન પ્રેમ;
યોગ પ્રેમ, મોક્ષ પ્રેમ, પ્રેમ તે સંન્યસ્તાધાર :
પરમ પ્રેમ પરબ્રહ્મ.

સ્થૂલ પ્રેમ, સૂક્ષ્મ પ્રેમ, વિશ્વ કેરો મન્ત્ર પ્રેમ;
સૃષ્ટિનો સુવાસ પ્રેમ, પ્રેમ તેજ કેરો પાર :
પરમ પ્રેમ પરબ્રહ્મ.

આત્મનો વિકાસ પ્રેમ, જીવનપ્રકાશ પ્રેમ,
પ્રેમ–પ્રેમ, સર્વ પ્રેમ : પ્રેમનો આ પારાવાર :
પરમ પ્રેમ પરબ્રહ્મ.



## ૪૬

પરમ શબ્દ એ સુણો,
હો! પરમ શબ્દ એ સુણો.
બોલે બ્રહ્માંડ બ્રહ્મબંસરી તણો;
રે આનન્દ—આનન્દ સ્થૂલસૂક્ષ્મનાં કણો:
પરમ શબ્દ એ સુણો.

એ શબ્દ કો ગહન આત્મિક વાણુ બોલે.
એ શબ્દ વીંધા ત્રણ લોક અપાર ડોલે.
મન્દ-મન્દ જેમ ફોરે મધુર ફૂલડાં સખિ!
ચન્દ્ર-ચન્દ્ર જેમ વહે અમૃતચન્દ્રિકા. સખિ!
એવા ધારી,
એવા ધારી ઓ અધારી! બજે બ્રહ્મબાંસરી:
પરમ શબ્દ એ સુણો.

માની મહાસમય માનવભાગ્યનો, હા!
કલ્યાણમંગલ ભણે સુરમંડલીઓ.

ગાજે દેવતાનાં દુંદુભી આનન્દનાં,
ગીત નન્દનનાં નન્દિની ને નન્દનાં :
ઉંડે પડઘો અનન્તતાની ઝાડીમાં ઘણો,
ઝીણા તારલીનાં કિરણ સરિખડો ઝીણો ઝીણો :
પરમ શબ્દ એ સુણો.

૪૪

પિયુ ! પ્રેમનું પ્રભાત.
પિયુ ! પ્રેમનું પ્રભાત,
    પ્રગટ્યા પ્રકાશ પરમ સ્નેહના જન !

પિયુ ! ઉતરી એ રાત,
પિયુ ઉતરી એ રાત.
    સૂરજો તપે છે દિલ–દેહમાં જન !

અમે આશાને આંગણે ઊભાં હતાં:
અમે ભાવીનાં આભમાં જોતાં હતાં:

ઊગી ભાગ્ય કેરી ભાત,
ઊગી ભાગ્ય કેરી ભાત,
    ઉઘડ્યા ઉન્નત સૌભાગ્યના જન !
    પિયુ ! પ્રેમનું પ્રભાત.

૪૯

પુરના પરદેશી ! અમારે તીર્થે ય આવજો;
ઓ આતમદેશી ! આત્માને તીર્થે ય આવજો.

ગંગા નથી, સ્નેહગંગાનો ઘાટ આ
ત્હમારે પગલે સુહાવજો :
પુરના પરદેશી ! અમારે તીર્થે ય આવજો.

જોગી–વૈરાગીની સાથે સન્દેશડા
પુણ્યાળુ ! પુણ્યનો કહાવજો :

ઓ તીરથવાસી ! આત્માને તીર્થે ય આવજો;
ઉરના જગવાસી ! અમારે તીર્થે ય આવજો.

*

## ૪૬

પેલા આભઝરૂખે અભંગ
સજનિ ! સ્વર્ગનાં વાગે મૃદંગ.

ધારાં હો ! ધારાં, હૈયાં શાં, વાગે,
જગમાં પડે પડછન્દ;
ધિનિકિટ ધિનિકિટ મધુરાં શાં ગાજે
આયુષ્યના આનન્દ :
પેલા આભઝરૂખે અભંગ
સજનિ ! સ્વર્ગનાં વાગે મૃદંગ.

ઉર–ઉરનં આમન્ત્રણ આવે,
ચાલ ! સખિ ! દેવદ્વાર;
પ્રેમના પારાવાર ડોલે ત્યાં,
પૃથ્વીમાં સ્વર્ગ ઉતાર :
પેલા આભઝરૂખે અભંગ
સજનિ ! સ્વર્ગનાં વાગે મૃદંગ.



## ૪૭

પ્રભો તુજ દ્વારમાં ઉભી જગાવ્યો મ્હેં અહાલેક!
જગતના ચોકની વચ્ચે જગાવ્યો મ્હેં અહાલેક!

નથી લીધી પ્રભો! દીક્ષા, નથી ઓઢી કફની:
નમી તુજ પાય સ્હું ન્હેવો જગાવ્યો મ્હેં અહાલેક!

કમંડલ માહરૂં ખાલી, ભર્યું તુજ અક્ષયપાત્ર:
દીઠી ભંડારમાં ભિક્ષા, જગાવ્યો મ્હેં અહાલેક!

ઘટા ઘેરી પડી નભની, ન મુજ નયનો ભેદે:
શ્રવણ તે ભેદશે ત્હારાં? જગાવ્યો મ્હેં અહાલેક!

વિરાજે છે તું દિલદરિયાવ, અયિ અદ્દભુત યજમાન!
આણ શું તો અમીકણ દે. જગાવ્યો મ્હેં અહાલેક!

ચડાવી પાવડી જગનાથ! પ્રવૃત્તિ કેરી:
ચ્હડી તે પગ જીવન સ્વપનાં જગાવ્યો મ્હેં અહાલેક!

નહીં કાંઇ મળે ત્હો યે મળ્યું દર્શનનું દાન :
મળી-સળગી મીટે મીટ. ને જગાવ્યો મ્હેં અહાલેક !

ઝીડી ઝોળી રહી અધૂરી, જરી તલ ભીંજાયું ;
જડ્યું જીવનું જીવન મ્હારૂં, જગાવ્યો મ્હેં અહાલેક !

જગતના ચોકની વચ્ચે જગાવ્યો મ્હેં અહાલેક !
પ્રભો ! તુજ દ્વારમાં ઉભી જગાવ્યો મ્હેં અહાલેક !



## ૪૮

પ્રીછજો એ પ્રેમને, હો પૌરવકુલમોર !
આપ ચન્દ્રદેવ, એ ચતુરા છે ચકોર.

આભકાંઠે ઉભી જગ કરો છો ઝાકઝમોર :
એક એને નહિ ઉજાળો ! અમૃતના ચોર ?
આપ ચન્દ્રદેવ, એ ચતુરા છે ચકોર.

આઘું જૂવે, પાછું જૂવે, સંભારે સાળુકોર:
અણબોલી ઉડન્તી કરે આંખડલી મરડોર :
પ્રીછજો એ પ્રેમને, હો પૌરવકુલમોર !

❦

### ૪૯

પ્રેમનો પદારથ પારખો, રે પરખન્દા સન્તો !
કામનાનાં કૌવચ ઓળખો, રે પરખન્દા સન્તો !

આ શુક્ર ઉગ્યો, ને ગુરુ ઉગ્યો,
ન્હો ય અજવાળાં આભે ન થાય;
પણ ચન્દ્ર ઉગ્યે સોળપાંખડી
પેલાં અન્ધારાં રાતનાં ધોવાય
રે પરખન્દા સન્તો !

કામનાનાં કૌવચ ઓળખો રે પરખન્દા સન્તો !
પ્રેમનો હીરલો પારખો, રે પરખન્દા સન્તો !



૫૦

પ્રેમાનન્દજ્યોત જાગી આજ પ્રેમમન્દિરે :
પુણ્યનાં પ્રારબ્ધ તેને દેવના દીવા કરે :
પ્રેમાનન્દજ્યોત જાગી આજ પ્રેમમન્દિરે.

શુભના સન્દેશ વાયા, આવ્યા પ્રેમજોગીરાયા:
અમૃતની ભરતી દિલની ઉર્મિઉર્મિએ તરે :
પ્રેમાનન્દજ્યોત જાગી આજ પ્રેમમન્દિરે.

ગેબગેબમાંથી ગુંજે પડઘા આ પ્રેમકુંજે:
પ્રેમદેવની ઘૂમે છે આરતી ઉરે ઉરે :
પ્રેમાનન્દજ્યોત જાગી આજ પ્રેમમન્દિરે.

## ૮૧

ફૂલ વીણી વીણી ગૂંથ્યો મ્હેં તો હાર રે,
હું તો વેચવાને નીસરી.

ફૂલડે વધાવે, આવો, નાનકડી નાર :
કોઈ લેશો કે ?
મૂલવશો કે ?
ફૂલ વીણી વીણી૦

પુણ્યરંગી મોગરા ને પાપરંગી ડમરા;
પ્રેમમાં પરોવી મ્હેં તો આંસુડાંની ધાર :
કોઈ લેશો કે ?
મૂલવશો કે ?
ફૂલ વીણી વીણી૦

✱

૯૨

બતાવો કોઈ પ્રેમની એ કુંજ કેરી કેડી :
હૈયાવેધણુ મોરલી મનમોહને જ્યાં છેડી:
બતાવો કોઇ પ્રેમની એ કુંજ કેરી કેડી.

કવિતાના કોડ ભરી, પ્રેમનાં પીયૂષ ભરી
વાડીઓ ન લેશો કોઇ વેડી;
કારમા કામણના–રૂપના લાવણ્યના એ
મોહિનીના મંડપે મ્હને તેડી :
બતાવો કોઇ પ્રેમની એ કુંજ કેરી કેડી.

૯૩

બાલા ! ઉગે ઉગે ત્યહાં વળી આથમે રે લોલ;
બાલા ! ઉદયાસ્ત વાદળીને પાંખ;
મ્હારે જોવી જોવી, ને રોવી ઠરી રે લોલ.

બાલા ! ઉઘડે ઉઘડે ત્યહાં બીડાય છે રે લોલ;
બાલા ! મટકાં એ વીજળીને આંખ:
મ્હારે. જોવી જોવી ને રોવી ઠરી રે લોલ.

*

## ૬૪

બોલે-બોલે છે ગિરિઓમાં મોર,
ટેહુક ટહૂકો કરે:
મ્હારે અન્તર ઉછળે અંકાર,
જીવન ઝોલે ચ્હડે.

નથી જીવનનો બોલ જ્યા ! એ,
નથી ટહુકા એ આત્મનનો;
નથી ઉરઝરણાં,
એ અમરમણા;
એ ઘોર ધ્વનિ કંઈ વનવનનો.

બોલે—બોલે છે શિખરોમાં દેવ,
દેવીઓ હારંગ હસે:
મ્હારા આયુષ્યનો અવશેષ
શિખરે ને વગડે વસો.

નથી જગતનો મન્ત્ર જયા ! એ,
નથી ન્હોતરૂં એ અમરોનું;
નથી પ્રભુપ્રેરણા,
એ સહુ ભ્રમણા:
એ ઇન્દ્રજાળ કંઇ અસુરોનું.

બોલે—બોલે છે ગિરિઓમાં મોર,
ઢેલડ ટહૂકા કરે;
મ્હારે અન્તર ઉગ્યો અંકોર
જીવન ઝોલે ચ્હડે.

૫૫

બ્રહ્માંડ બ્રહ્મે પાથર્યું સુખકુંજ સમ ઊંડું
ત્ય્હાં એકલો ઉડું:
જન, જગત, સૂર્ય, સુહાગી જ્યોત્સ્ના: વિશ્વ બહુ રૂડું.
પણ એકલો ઉડું.
બોડયાં પ્રગટતાં પાંખ મ્હેં, પડઘો પડ્યો 'અહાલેક,'
સુણ્યું સાધુઓએ 'ભેખ;'
હિમમાળ કેરાં શિખરશિખરે શબ્દ એ ઢૂંઢું :
હું એકલો ઉડું.
રસના ઉછળતા મોજ ! અયિ સૌન્દર્યના સિન્ધુ !
મુજ ખૂટિયાં બિન્દુ;
વિધુબાલ ! મા છબતી મ્હને, પડશે રખે કૂડું :
હું એકલો ઉડું.

ગર્જે મહાનદ બીણુ ભરી, નભ એ ઝીલે ઝમકાર,

ભીષણ ઢળે જલધાર:

આવી ગુફાઓ જોગીની, ગૂઢ મન્ત્ર ત્યહાં છોડું;

ને એકલો ઉડું.

દીધું વિધિએ તે પીધું, લીધું રૂપ અવધૂત ઘોર,

તોડી જગતના તાર:

ભયભૂલણી જગજીભ છો ભાખે હવે ભૂંડું :

હું એકલો ઉડું.

મુંઝવે મનુજને એવો આ વનવન વહે એકાન્ત,

પશુબાલ પડિયા શાન્ત:

અંધાળ કરી આનન્દના વાઘા વિરલ ઓઢું,

ને એકલો ઉડું.

સુન્દર ભલે સૃષ્ટિ હજો મનમોહિની અભિરામ,

ન્યારાં અમારાં ધામ:

એકાકી આભે ઉતરી, એકાકી ભમી, બૂડું :

હું એકલો ઉડું.

❧

૨૬

ભવસાગરમાં ડોલે હો ! માનવનાવ.

જો ! પૂર ઘૂમે,
તોફાન ઝૂમે:
કાલના તરંગે હો ! કરે આવજાવ,
માનવનાવ.

મહાસાગરમાં ડોલે હો ! માનવનાવ.

## ૯૭

મનનો હરનાર મનોહર એ,
હું ક્યહાં શોધું
મનનો હરનાર મનોહર એ ?
સખિ ! કઇ કુંજે મનનો હરનાર મનોહર એ ?
જીવનનીર મ્હારાં ઘેરાં ઘેરાં વ્હેનારાં,
જલ કેરે કાંઠડે ઉભો એ;
વાટ ભરીને ઊંડા પડછાયા પાડ્યા રૂડા,
હૈયે તો હેતથી ઝીલ્યો એ :
કેમ જાય ઘડી યે ભૂલ્યો એ ?
મનથી વરી છું વ્હાલમો એ :
હું ક્યહાં શોધું
મનનો હરનાર મનોહર એ ?
સખિ ! કઇ કુંજે મનનો હરનાર મનોહર એ ?

## ૫૮

મેના પોપટજીને વિનવે રે,
કેસૂડાં શાં અણિયાળાં નાક
　　પોપટ ! ત્હમે ક્યમ કીધાં રે ?

લીલાં આંગળિયે પાંદડાં રે,
તેણી મનોહર પાંખ
　　પોપટ ! ત્હમે ક્યમ ધર્યાં રે ?

અમૃતકંઠના માધુરી રે,
નયણાંમાં નેહ હસન્ત :
　　પોપટ ! ત્હમે ક્યહાં પામ્યા રે ?

*　　*　　*

ગાતા પોપટજી બોલિયા રે,
એક દિન લાગ્યો'તો થાક :
  મેના ! વ્હાણાં બહુ વીત્યાં કે ?

ઉડતાં થંભ્યો આ આંબલે રે:
ભાળી તમ રસભરી આંખ :
  મેના ! ત્હમે નવ જાણો કે ?

આવો બેઠો સુખસંહાડમાં રે,
પછી લીધો વેશ વસન્ત :
  મેના ! ત્હમે વીસર્યાં કે ?

## ૯૧

મ્હારી ભરછલક હેલ છલકાય રે,
સખિ ! નમતાં હું નીતરૂં;
મ્હારૂં અતળક ઉર તણો તાગ રે,
સખિ ! નમતાં હું નીતરૂં.

મ્હારી હેલ, ત્હેવું રૂપ;
મ્હારા રૂપ જેવું ઉર :
મ્હારા હૃદય સમું હશે લલાટ કે ?
સખિ ? નમતાં હું નીતરૂં.

મ્હારી ભરછલક હેલ છલકાય રે,
સખિ ! નમતાં હું નીતરૂં.

## ૬૦

મ્હારો હીંચકો રે અમરવેલડીની માંહ્ય:
અમરવેલડીની માંહ્ય;
અમરવેલડીની માંહ્ય;
મ્હારો હીંચકો રે અમરવેલડીની માંહ્ય.

વીજળી જ્યમ ગગન માંહ્ય,
કવિતા કવિનયન માંહ્ય,
એમ દીપી હૃદય માંહ્ય
પ્રેમરાય
ગાન:

પ્રેમહીંચકો રે હૃદયવેલડીની માંહ્ય:
હૃદયવેલડીની માંહ્ય;
હૃદયવેલડીની માંહ્ય;
પ્રેમહીંચકો રે હૃદયવેલડીની માંહ્ય.

## ૬૧

યૌવન બોલાવે આ વાર
સુણજો ઉરના એ ટહુકાર:
સખિ ! સૌભાગ્ય તણા સત્કાર:
યૌવન બોલાવે આ વાર.

પવન તણી લહરી-લહરીમાં ઉડતા એ ઉચ્ચાર:
દિશદિશ કંઠ કંઠ કહેણ કહાવે:
આમ્રમોર્યાં આમન્ત્રણ આવે:
રસની ઝાંઝરીના ઝણકાર
ભણે જો ! ભવના જયજયકાર.

યૌવન બોલાવે આ વાર.



## ૬૨

રમ્ય લહરીઓ હૃદયની હાસે,
મરકલડાં ભરી કાન્તિ વિકાસે:
સુતનુલતાના આદર મધુરા
બાલે ! આ શાને ?

* * *

આત્મંન્ લળી લળી પાલવ ઢાળે,
લોચન કંઇ કંઇ પ્રશ્ન નિહાળે:
દીન વદનના અનિમિષ ટપકા
બાલે ! આ શાને ?

६६

લોકલોકની બોલી બોલો

**शतं जीव शरदः ;**

ધર્મના પ્રતિપાલનાર્થે,

પ્રભુના જયમન્ત્રણાર્થે

**शतं जीव शरदः.**

જ્હાં સુધી વહે ગંગ ભૂમિ પાવન કરી,

જ્હાં સુધી ગર્જે મહોદધિ જગ ભરી,

ત્હાં સુધી તવ અમલ યશ

હો અચલ કાલતરંગમાં :

**शतं जीव शरदः.**

દેવ—માનવ સર્વ બોલો

**शतं जीव शरदः;**

દેશના ઉદ્ધાર કાજે,

લોકના કલ્યાણ કાજે,

**शतं जीव शरदः.**

જ્યહાં સુધી છે નિયમન્યાય સુઉજ્જવળાં,

જ્યહાં સુધી છે સૂર્યસોમ પ્રભાવતાં,

ત્યહાં સુધી તવ અમલ યશ

હો અચલ કાલતરંગમાં:

**शतं जीव शरदः.**



## ૬૪

વનવનનાં અન્ધારાં વામશે.

હો ! આવશે એવાં કો આભનાં તેજ;

હો ! સન્તજી ! એવાં કો દેવનાં તેજ.

જેવો વિશ્વ પ્રકાશી વ્યોમ વિલસે પ્રાતઃસમેનો રવિ,
જેવો રાત્રિ સુહાવી ચન્દ્ર ચમકે પીયૂષનો રાજવી,
જેવાં એ કિરણો અનસ્ત ધ્રુવનાં આવન્ત મિષોન્મિષે,
એવાં વર્ચસ્ બ્રહ્મનાં ઉતરશે. અન્ધાર ઉજાળશે.

જગજગનાં અન્ધારાં વામશે.

હો ! આવશે એવાં કો દેવનાં તેજ;

ઉરઉરનાં અન્ધારાં વામશે.

હો ! આવશે એવાં કો બ્રહ્મનાં તેજ;

હો ! સન્તજી ! એવાં કો બ્રહ્મનાં તેજ.

❦

૬૮

વિરાટનો હિન્ડોળો ઝાકમઝોર;

કે આભને મોભે બાંધ્યા દોર:

વિરાટનો હિન્ડોળો.

પુણ્યપાપ દોર, ને ત્રિલોકનો હિન્ડોળો,

ફરતી ફૂમતડાંની ફોર;

ફૂદડીએ—ફૂદડીએ વિધિના નિર્માણમન્ત્ર

ટહુકે તારલિયાના મોર:

વિરાટનો હિન્ડોળો ઝાકમઝોર.

## ૧૬

વેણુ લઇયે ને દઇયે,
હૈયાની, સૈંયા !
વેણુ લઇયે ને દઇયે.

તું જગમોહન,
હું રસશોભન:
દિલને વસ્યાં હરિયે:
હૈયાની સૈંયા !
વેણુ લઇયે ને દઇયે.

તું નટનાગર,
હું રૂપસાગર;
ભરતી બન્ને ભરિયે;
હૈયાની, સૈંયા !
વેણુ લઇયે ને દઇયે.

—

## ૯૭

શુભના શુકને હો ! સંચરો, મહારાજ !
રણને જીતીને વ્હેલેરા વીર ! પધારજો,
મ્હારા રાજ !
જગને જયડંકે ધરણી ધ્રુજાવજો,
મ્હારા રાજ !
ઘોડો મ્હારો યશપંખાળો, ને ઉડશે:
ઘોડો મ્હારો જયપંખાળો, ને જીતશે:
ગરવો રણધ્વજ આ ફરકે, મહારાજ !
સુભટોનાં હૈયાં એવાં રણની રમણે ચ્હડ્યાં,
મ્હારા રાજ !
શૂરનો મહેરામણ ઉલટ્યો, મહારાજ !
વીરો કેરા પગના પડ છે પડછન્દવા,
મ્હારા રાજ !
શુભના શુકને હો ! સંચરો, મહારાજ !

# ૬૮

'સખિ ! નવવસન્ત સૂર મધુમધુરા ધીરા લાવશે,
સખિ ! નવકુસુમો પૂરશે સમીરે સૌરભભાર :
સખિ ! નવરસીલી કાન્તિ નયનનયનમાં આવશે,
ત્હારે સંભળાશે કંઇ પ્રીતમના ગુંજાર :'
ફૂલડાં ! પ્રિયના હૃદયે જઇને ક્હેજો એટલું.

૬૯

સખીજન ! ફૂલફૂલનાં એ બાણ
ભલી હો ! મારો મા મુજને ;
અન્તઝાળ જલાવી ન શમવ્યે
શાપ થશે તુજને :
ભલી હો ! શાપ થશે તુજને :
સખીજન ! ફૂલફૂલનાં એ બાણ વિ.

અમે પુષ્પના પરિમળ વધાવિયે ત્હને.
નહીં : રસના એ દીપથી જલાવો છો મ્હને.

ત્હારા અંગથી અનંગના ફુવારા ફોડિયે;
ત્હારાં આંખ વદન હૃદયમાંથી કિરણ ખોલિયે;
અહો ! ઉરનાં અમીઝરણ ધૂળમાં ન ઢોળિયે.
ભલી હો ! મારો મા મુજને.

અન્તર્ગાંળ જલાવી ન શમશે
શાપ થશે તુજને :
આહા આ ! શાપ થશે તુજને :
સખીજન ! ફૂલફૂલનાં એ બાણ વિ.



## ૭૦

સજન ! ત્હારે નયનન નાચે મોર.
નયનન નાચે મોર,
સજન ! ત્હારે નયનન નાચે મોર.

કાકીમંડળથી પ્રગટે કિરણપ્રભા !
જગ છાયાં ઘનઘોર :
સજન ! ત્હારે નયનન નાચે મોર.

બાંધી કાગળની કોર :
સજન ! ત્હારે નયનન નાચે મોર.

## ૭૧

સહિયર ઝીલજે રે

સલૂણાં જીવનવનનાં સ્વપ્નાં

પૃથ્વિના છેડાઓ જ્યાંહી વિરમતા,
આભના પડદાઓ જ્યાંહી લટકતા ;
અદપડિયાળી આંખડી શાં ઉઘડતાં
જીવન કેરાં સ્વપ્ન ત્યાંહી ઝબકતાં.
જલ માંહીની છાંયડી શાં છળી જતાં,
દેખાઇ—દેખાઇને ઉડી જતાં :

ઝબકતી વીજ શાં રે
 જગતમાં ઝબકે ને ઉડી જાય;
જઉં હું ઝાલવા રે,
 કિરણ શાં ઝાલ્યાં એ ન ઝલાય.

કહેને, શાં હશે રે
 એ અદ્ભુત વિધિચિત્રો મુજ તપનાં?
સહિયર! ઝીલજો રે
 સલૂણાં જીવનવનનાં સ્વપ્નાં.

## ૭૨

સંકોરી આભ કેરી ઝાલરો
સુન્દરી ઉતરે સંસારમાં :

જીવનના અન્ધારમાં,
કોઈ સ્વર્ગના શણગારમાં :
સંકોરી આભ કેરી ઝાલરો.

માથે છે માલા મન્દારની,
હૈયે છે હાર શણગારની,
દેવોનાં દેવકુલના ભારની :

ઉગ્યો જગમાં સૌભાગ્ય કેરો ભાણુ હો !
મનુકુલનું ઉતરે મહાકલ્યાણ હો !

અમૃતના કુંભ ભરી લાવિયા.

હૈયાની હેલમાં રસધારને:

પાશે ભરથારને.

આર્યના સંસારને :

સંકોરી આભ કેરી ઝાલરો.



## ૭૩

સાગર સખે ! મુજ કાનમાં એવું કંઈ તો ગા:
જીવ્યું મીઠું લાગે મ્હને એવું કંઇ તો ગા:
સાગર સખે !

મહાભાવી ત્હારાં ગીતડાં, ઘેરા તાનમાં ભેદો ઊંડા:
ગૂઢ અર્થ ના ઉકલી શકે, ઉકલે એવું તો ગા.
સાગર સખે !

શાશ્વત રહસ્યો ગર્જતી ઝમકે ત્હારી કરતાલ:
સહમજું ન ત્હેના તાલ. કંઇ સહમજું એવું તો ગા.
સાગર સખે !

સહમજું ન તે મુજ દીનતા, તુજ વૈભવો વિસ્તર, સખા !
ન સુણ્યું ત્રિલોકિ નાથ ! કંઇ એવું અહર્નિશ ગા.
સાગર સખે !

મુજ ઉર તુજ પર ઢાળીને હું પોઢી છું ભરરાત.
મુજ ઉરમાં અસ્ફુટ કંઇ ભરતો સખે ! તું ગા.
સાગર સખે !

મુખડે શું કરચલી પાડતો ? અવગણુ મ્હને, ન વિમાસતો:
ગા ગા ચિરસ્થાયી ગાન તુજ, સ્હમજે ય ત્હેને ગા.
સાગર સખે !

ત્હારે જગતને બોધવું, પરમાવધિ સત્ય શોધવું:
હું કોણ ? ગુરુ કર્તવ્ય આચરતો સખે ! ભવ્ય ગા.
સાગર સખે !

તું તો અમિત ઉદાત્ત રાજે, હું બાલુડી ચન્દા;
અહો ! મહાભાવ રાજવી ! તુજ રાજગીત તું ગા.
સાગર સખે !

તુજ પ્રાણમાં અંગી રેડવું, રેડી પછી મ્હારે જવું;
હું આથમીશ. અણઆથમ્યાં કંઇ ગીત ત્હારાં ગા.
સાગર સખે !

મેઘ ગાજે, કાલ ગાજે, ગાજે ચૌદ બ્રહ્માંડ:
પણ તેથી યે પર પ્રભુવર ગાજે, તે ગીત લઇ લઇ ગા :

સાગર સખે ! મુજ કાનમાં એવું અલૌકિક ગા:
જીવ્યું જીત્યું લાગે મ્હને એવું હવે પ્રિય ! ગા :
સાગર સખે ! મુજ પ્રાણમાં એવું અમુલખ ગા.



## ૭૪

સૂના આ સરોવરે આવો.
ઓ રાજહંસ ! સૂના આ સરોવરે આવો;
જૂનાં એ ગીતને જગાવો,
ઓ રાજહંસ ! સૂના આ સરોવરે આવો.

ક્યહાં શુભ્ર માનસર ? ક્યહાં અમ રંક આરો ?
ક્યહાં પુણ્યશ્વેત વપુ ? ક્યહાં ગિરિ આ અમારો ?
ઓ દેવપંખી ! કંઈ દૈવી નથી, તથાપિ
ઉદ્ધારવા અમ સરોવરિયે પધારો.

લીલા લહેરન્તા કાંઠ કંઠ મગ્નના,
સ્નેહે નમન્તાં ધીરે પગલે લજ્જનાં,
અમારાં નીર આ સુહાવો :
ઓ રાજહંસ ! હૈયાને સરોવરે આવો;

હૈયાને સરોવરે આવો,
ઓ રાજહંસ ! હૈયાને સરોવરે આવો.

❦

## ૭૯

સ્મરણ ! મા સતાવો, હું બ્હાવરી.

ઇન્દ્રરંગ આંખે પૂર્યાં, કુંકુમચન્દન ભાલે કર્યાં:
ફુલફુલે ચોક ભર્યાં :

જોવાં ને રોવાં, એહ જોવાં ને રોવાં :
અલબેલડાના પ્રેમરંગે મ્હોવાં,
વિલાસરંગે સ્હોવાં :

આંખ-કીકીમાંથી ભ્રમર છૂટે:
ડંખે, ને દાહ દે એ દિલને :
રોમ રોમ ફૂવારા છૂટે;
ઝંખે, ને શાપ દે અનિલને.

સ્મરણ ! મા સતાવો, હું બ્હાવરી.



## ૭૬

હું તો જોગણુ બની છું મ્હારા વહાલમની;
વહાલમની,
પ્રેમઆલમની ;
હું તો જોગણુ બની છું મ્હારા વહાલમની.

વનવનના મહેલ પ્રીતમ ! ત્હારા વિણુ સૂના છે:
તીરથના ઘાટ પ્રીતમ ! જોગીથી જૂના છે:
રસિકા એ રસના ઉપાસકની :
હું તો જોગણુ બની છું મ્હારા વહાલમની.

તરૂતરૂને પાને પ્રીતમ ! ભાગ્ય જો ! ત્હારૂં છે:
રેખારેખામાં પ્રીતમ ! નામ જો ! મ્હારૂં છે:
દાસી એ દિલના દિલાવરની :
હું તો જોગણુ બની છું મ્હારા વહાલમની.



૭૭

હો જયા ! વીતી વિતકની વધાઇઓ ;
વીતી વિતકની વધાઇઓ,
દેવોના દેવની દુહાઇઓ:
હો જયા ! વીતી વિતકની વધાઇઓ.

હતાં રાજ્ય ને પાટ, મહેલ હતા મનમાનતા;
વનમાં તીરથઘાટ ઝૂંપડલાં યે ના જડયાં.
વીતી વિતકની વધાઇઓ,
દેવોનાં દેવની દુહાઇઓ:
હો જયા ! વીતી વિતકની વધાઇઓ.

દિલમાં મ્હારે લ્હાય, દુનિયાં ત્હેમાં પરજળે;
એ અગ્નિ હોલાય એવું જયન્ત ! વર્ષજે.

વીતી વિતકની વધાઇઓ,

દેવોના દેવની દુહાઇઓ.

હો જયા! વીતી વિતકની વધાઇઓ.

ઉગ્યાં દુઃખનાં ઝાડ, એ પાને પાને પ્રેમ છેઃ

પડ્યા વિતકના પ્હાડ, એ પત્થર પત્થરમાં પ્રભુ.

વીતી વિતકની વધાઇઓ,

દેવોના દેવની દુહાઇઓઃ

હો જયા! વીતી વિતકની વધાઇઓ!

## ૭૮

હો-ઓ ! દુ:ખનો દિલાસો એક યોગીનો અંચળો;
હો-ઓ ! પ્રારબ્ધનો પાસો એક યોગીનો અંચળો.

જે કાન્ત છે કેસરીનો સુવર્ણ,
સંસારનો જેહ હિરણ્યવર્ણ,
જે વિશ્વસોહવતું સુન્દર સૂર્યતેજ :
યોગી જનનો સહુસુભગ તે બ્રહ્મવર્ણો જ ભેખ.

હો-ઓ ! સંસારની શાન્તિ એક યોગીનો અંચળો;
હો-ઓ ! આત્માની કાન્તિ એક યોગીનો અંચળો.

*

૭૯

આપો એ આશીર્વાદ, સજનસજની હો !
ભાખો એ કલ્યાણમન્ત્ર, ભાગ્યજનની હો !
ચિરંજીવ—ચિરંજીવ હો !
અમ ભરતભૂમિ હો !
આપો એ આશીર્વાદ, સજનસજની હો !

રસવન્તી પુષ્પવન્તી પુણ્યવન્તી હો !
સુફલવતી જીવનવતી
આત્મવતી પ્રભુપનોતી હો !
અમ ભરતભૂમિ હો !
આપો એ આશીર્વાદ, સજનસજની હો !

પ્રેયસ્‌કાડથી અભિરામ,
શ્રેયસ્‌ઋચાની વિશ્રામ;
પ્રેમધામ, પુર્ણકામ, ક્ષેમકામ, ગુણગ્રામ હો !

પ્રગતપ્રજનની પાવનકારિણી,
પૃથ્વિભૂષણ, ભવતારિણી;
ખંડખંડની ઉદ્ધારિણી:
મૃત્યુલોકની કલ્યાણિની હો !

જીવન સાફલ્યવન્તી, સૃજનહેતુસિદ્ધિવન્તી:

વિરાટને કિરીટ તિલકટીલડી સમ હો !
ઇતિહાસની અનસ્ત પરમ પૂર્ણિમા અમ હો !
મનુષ્યકુલની પ્રફુલ નિત્યવસન્ત હો !
અમ ભરતભૂમિ હો !

ભાખો એ કલ્યાણમન્ત્ર, ભાગ્યજનની હો !

ગાઓ એ મહાકથા મનુષ્યમોહિની,
અહો ભારતકુલ !

  

# અનુક્રમ

કુલ ૮૦ ગીતો

---

